

# ॥ श्रीउपदेशग्रन्थावलि ॥

## ॥ अंक बेंताळीशमो* ॥

# ॥ ज्ञानमहिमा ॥

### મંગલાચરણ.

**દોહરા.**

પરમતત્ત્વ સમજાવીને, ટાળે ભ્રાંતિ અનેક;
દુઃખસંશય સૌ દૂર કરે, આપી સુખદ વિવેક. ૧
હૃદયબંધ સૌ કાપીને, દૂર કરે ભવફંદ;
વંદુ તે ગુરુદેવને, જે છે પરમાનંદ. ૨

શ્રીઇશ્વરના, જીવના ને આ જગતના વાસ્તવિક સ્વરૂપને જાણવું તે **જ્ઞાન** કહેવાય છે. એ જ્ઞાનની મહત્તાનું નિરૂપણ આ અંકમાં કરેલું હોવાથી આ અંકનું નામ **જ્ઞાનમહિમા** રાખવામાં આવ્યું છે.

---

* શાકે ૧૮૩૪ કાર્તિકસુદિ ૧૫. આવૃત્તિ પહેલી. પ્રતિ ૨૫૦૦.

મુમુક્ષુજનોના મનનાર્થે પ્રકટ કરનાર

**વિઠ્ઠલદાસ પ્રેમજી પારેખ.**

**ભાવનગર-કાઠીઆવાડ.**

---

**ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે**
**કીંમત મફત.** **છાપ્યું-અમદાવાદ.**

શ્રીઈશ્વરના, જીવના ને આ જગત્‌ના વાસ્તવિક સ્વરૂપનો નિર્ણય કેવલાદ્વૈતસિદ્ધાંતમાં આ પ્રમાણે કરવામાં આવ્યો છે:– શ્રીઈશ્વરમાં બે અંશ છે, ચેતન ને માયા. તેમાં ચેતન પારમાર્થિક સત્ય છે, ને માયા વ્યાવહારિક (વ્યવહારની સ્થિતિસુધી) સત્ય કે પ્રાતિભાસિક ( પ્રતીતિ-કાલે ) સત્ય છે. વ્યાવહારિક સત્ય કે પ્રાતિભાસિક સત્ય ચેતનરૂપ બ્રહ્મનું જ્ઞાન થયે બાધ પામે છે,–મિથ્યાપણાના નિશ્ચયવાળું થાય છે, તેથી માયા પણ બ્રહ્મજ્ઞાનકાલે સત્યરૂપે પ્રતીત થતી નથી, માટે શ્રીઈશ્વર વસ્તુતાએ ચેતનરૂપ છે એમ નિશ્ચય થાય છે. જીવમાં ચેતન ને અવિદ્યા એવા બે અંશ છે, તેમાં ચેતન પારમાર્થિક સત્ય છે, ને અવિદ્યા વ્યાવહારિક સત્ય કે પ્રાતિભાસિક સત્ય છે, તેથી માયાની પેઠે અવિદ્યા પણ બ્રહ્મજ્ઞાનકાલે મિથ્યા પ્રતીત થવાથી જીવનું વાસ્તવિક સ્વરૂપ પણ ચેતન છે એમ નિર્ણય થાય છે. આ જગત્‌માં તે છે, ( અસ્તિ, ) તે પ્રતીત થાય છે, ( ભાતિ, ) તે સુખરૂપ ( પ્રિય ) છે, તે નામયુક્ત છે, ને તે રૂપયુક્ત છે, આ પાંચ અંશો પ્રતીત થાય છે. તેમાં પ્રથમના ત્રણ અંશો ચેતનરૂપ હોવાથી પારમાર્થિક સત્ય છે, ને છેલ્લા બે અંશો વ્યવહારપૂરતા કે કથનમાત્ર સત્ય હોવાથી તેને માયાના અંશો કહેવામાં આવે છે. માયાની પેઠે આ બે અંશો પણ બાધ પામવાને યોગ્ય હોવાથી આ જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ પણ ચેતનજ છે એમ નક્કી થાય છે. એવી રીતે શ્રીઈશ્વર, જીવ ને આ જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધચેતન એટલે એકજ અદ્વિતીય બ્રહ્મ છે એમ જાણવું તે આ સિદ્ધાંતપ્રમાણે જ્ઞાન છે. તે જ્ઞાન બે પ્રકારનું છે, પરોક્ષ અને અપરોક્ષ. શાસ્ત્ર અને સદ્‌ગુરુના ઉપદેશથી ઉપર કહેલી રીતે જાણવું તે પરોક્ષ-જ્ઞાન છે, ને સ્વાનુભવથી ઉપર કહેલી રીતે જાણવું તે અપરોક્ષજ્ઞાન છે. અપરોક્ષજ્ઞાનની સંપૂર્ણ મહત્તા જણાવવાને કોઈ પણ ભાષામાં

યોગ્ય શબ્દો હોવા સંભવતા નથી, તેથીજ જ્ઞાનીઓ તેની મહત્તા જણાવવાના પ્રસંગમાં મૌન ધારણ કરે છે. ઉત્તમાધિકારીઓ તો તે મૌનવડે તે જ્ઞાનનું માહાત્મ્ય વાણીથી કહી શકાય એવું નથી એમ સમજી શકે છે, પણ મધ્યમ ને મંદ અધિકારીઓને તેથી તે જ્ઞાનનો મહિમા સમજાય નહિ, માટેજ આ લેખમાં તે જ્ઞાનનો કહી શકાય તેટલો મહિમા યથામતિ ગુજરાતીભાષામાં યોગ્ય શબ્દોમાં નિરૂપણ કરાશે.

ઉપર કહેલું જ્ઞાન સત્ત્વગુણવાળા અંતઃકરણમાં આવિર્ભાવ પામે છે. મનુષ્યના અંતઃકરણમાં જ્યાંસુધી તમોગુણનું ને રજોગુણનું બલવાન્પણું હોય ત્યાંસુધી તેનું અંતઃકરણ વધારે સમયસુધી સત્ત્વગુણવાળું રહી શકે નહિ, માટે પોતાના અંતઃકરણમાં રહેલા તે ગુણોને તેમના ધર્મોવડે ઓળખી તે ગુણોને પોતાના શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલી રીતે આદરપૂર્વક પ્રયત્ન કરી બલહીન કરી નાંખવા જોઇએ. સુખેચ્છુ મનુષ્યે પ્રથમ વર્ણાશ્રમના ધર્મોનું આદરપૂર્વક પરિપાલન કરી પોતાના અંતઃકરણને પવિત્ર કરવું જોઇએ. પછી તેણે વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, ને તીવ્રમુમુક્ષુતા એ ચાર સાધનો મેળવવા ક્રમપૂર્વક આગ્રહથી સતત પ્રયત્ન કરવો જોઇએ. એ ચાર સાધનોનું વર્ણન અન્ય લેખોમાં વિસ્તારથી થઈ ગયેલું હોવાથી આહિં તેમનું નિરૂપણ ન કરતાં માત્ર તેમનાં નામો આપ્યાં છે. આ ચાર સાધનોની પ્રાપ્તિ થવાથી અંતઃકરણની સ્થૂલતા ને ચંચલતા ઘણે ભાગે ન્યૂન થઈ જાય છે, તેથી તેવા અંતઃકરણવાળા મનુષ્યને વેદાંતના ગ્રંથોનું શ્રવણ કરવાનો મુખ્યાધિકાર પ્રાપ્ત થાય છે. શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુપાસેથી તેવા ગ્રંથોનું આદરપૂર્વક લાંબો કાલ શ્રવણ કરવાથી તે શ્રોતાને વેદાંતશાસ્ત્ર અદ્વૈતબ્રહ્મનુંજ નિરૂપણ કરે છે આવો નિશ્ચય થાય છે. પછી એકાંતમાં બેસી આદરપૂર્વક અદ્વૈતબ્રહ્મના સ્વરૂપનો, ઇશ્વરના સ્વરૂપનો, જીવના

સ્વરૂપનો, જગતના સ્વરૂપનો, મોક્ષના સ્વરૂપનો, ને મોક્ષનાં સાધનોનાં સ્વરૂપનો વારંવાર વિચાર કર્યો કરવાથી ( મનન કરવાથી ) ઈશ્વર, જીવ ને જગત્ વસ્તુતાએ બ્રહ્મ છે, એ અદ્વિતીય બ્રહ્મ જીવનું પોતાનું વાસ્તવિક સ્વરૂપ હોવાથી તે સ્વરૂપે સ્થિતિ કરવી તે મોક્ષ છે, ને તે મોક્ષ આત્મસ્વરૂપથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનથી પ્રાપ્ત થાય છે, એમ તેને સમજાય છે. આવી સમજની પ્રાપ્તિ થવી તે પરોક્ષજ્ઞાન કહેવાય છે. આ પરોક્ષજ્ઞાન સુદૃઢ થયા પછી તેણે તે અદ્વિતીય બ્રહ્મનું સતત ધ્યાન વા નિદિધ્યાસન કરવું જોઈએ. આવા નિદિધ્યાસનનો અભ્યાસ કર્યા વિના ચિરકાલથી પોષણ પામીને સુદૃઢ થયેલી દેહાદિ જડ પદાર્થોમાં હુંપણાની ભ્રાંતિ ને અનિત્ય જગતમાં સત્યપણાની ભ્રાંતિ નિઃશેષ દૂર થતી નથી. દીર્ઘકાલ આદરપૂર્વક સતત નિદિધ્યાસનનો અભ્યાસ કર્યા કરવાથી તે અભ્યાસનો પરિપાક થયે તેને આત્મસ્વરૂપથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ તેની ઉપર કહેલી વિપરીતભાવના વા ભ્રાંતિ દૂર થાય છે. જ્યારે પુરુષ આવી સ્થિતિને પ્રાપ્ત થાય ત્યારે તે કૃતાર્થ થયો કહેવાય છે. હવે તેને કાંઈ મેળવવાયોગ્ય વા જાણવાયોગ્ય બાકી રહેલું ન હોવાથી તેને કાંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી.

ઘણાં શાસ્ત્રો પરંપરાવડે ને કેટલાંક શાસ્ત્રો સાક્ષાત્ બ્રહ્મનું નિરૂપણ કરનારાં હોવાથી સર્વ શાસ્ત્રોના મુખ્યવિષયરૂપ એક બ્રહ્મના અનુભવથી ( જ્ઞાનથી ) સર્વ શાસ્ત્રો જાણેલાંજેવાં થવાથી હવે તેમને કોઈ શાસ્ત્ર જાણવાનું કામ બાકી રહેતું નથી. સર્વ પ્રાણિપદાર્થોમાં વિવર્તોપાદાનકારણરૂપે બ્રહ્મ રહેલું હોવાથી સર્વ પ્રાણિપદાર્થો વસ્તુતાએ બ્રહ્મજ છે, તેથી તે બ્રહ્મનું જ્ઞાન થવાથી તેમાં કલ્પાયેલા સર્વ પ્રાણિપદાર્થોનું જ્ઞાન થઈ ગયેલાજેવું થવાથી હવે તેમને કોઈ પણ પ્રાણિપદાર્થનું જ્ઞાન મેળવવાનું બાકી રહેતું નથી. સર્વ પ્રકારના દ્રવ્યના સ્વામી

ઈશ્વર છે. તે દ્રવ્ય ને ઈશ્વર બ્રહ્મમાં કલ્પિત છે. બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ થવાથી ઈશ્વરની ને સર્વ પ્રકારના દ્રવ્યની પ્રાપ્તિ થઈ ગયેલા-જેવી થવાથી હવે તેમને કોઇ પણ પ્રકારના દ્રવ્યની પ્રાપ્તિ કરવાનો શ્રમ લેવો અવશેષ રહેતો નથી. અસંખ્ય પ્રકારનાં વ્યાવહારિક સુખો બ્રહ્મસુખની માત્ર છાયા છે, તેથી બ્રહ્મસુખની પ્રાપ્તિ થયે તે અસંખ્ય પ્રકારનાં સુખોથી પણ વધારે સુખનો એકસાથે લાભ થવાથી તેમને કોઇ પણ પ્રકારના સુખની પ્રાપ્તિ કરવી બાકી રહેતી નથી. સર્વ પ્રકાર-નાં દુઃખોનું મૂલકારણ આત્મસ્વરૂપનું અજ્ઞાન છે. આત્મસ્વરૂપના જ્ઞાનવડે તે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી સર્વ પ્રકારનાં દુઃખોનો અત્યંત ઉચ્છેદ થઇ જાય છે. આવી રીતે સ્વરૂપના જ્ઞાનવડે સર્વ પ્રકારનાં દુઃખોનો કારણસહિત ઉચ્છેદ થઇ જવાથી હવે કોઇ પણ પ્રકારના દુઃખની નિવૃત્તિમાટે તેમને કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરવો અવશેષ રહેતો નથી. તેમના નિર્મલ, એકાગ્ર, સૂક્ષ્મ ને વેદાંતશાસ્ત્રના ધૃઢ સંસ્કારવાળા અંતઃકરણમાં નિરુપાધિક, નિરતિશય, સ્વાભાવિક ને સ્વાધીન પરમાનંદનો સર્વદા આવિર્ભાવ થયા કરવાથી તેમના અંતઃકરણમાં વિષય-તૃષ્ણાઓ ને તેમને અનુસરીને થનારી પ્રવૃત્તિઓ રહી શકતી નથી. શરીરાદિના પ્રારબ્ધાનુસાર જે વિષયો તેમને આવી મળવાના હોય તે આવી મળે છે, ને તેથી તેમના શરીરનો પ્રારબ્ધપર્યંત નિર્વાહ થાય છે. અનુકૂલ વિષયોની પ્રાપ્તિથી તેમના ચિત્તને હર્ષ થતો નથી, ને તેમની અપ્રાપ્તિથી તેમના ચિત્તને ખેદ થતો નથી. પ્રારબ્ધવશાત્ પોતાના શરીરવડે ખેતી, વ્યાપાર, સેવા કે અન્ય ધંધાઓ થાય તેમાં, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રાદિના ધર્મોનું શરીરાદિવડે પાલન થાય તેમાં, અને બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસીના ધર્મોનું શરીરા-દિવડે પરિપાલન થાય તેમાં, તેમને અભિમાન હોતું નથી. જેમ

કોઇ નદીના પ્રવાહમાં પડેલું સૂકું કાષ્ઠ તે નદીના પ્રવાહને અનુસરીને વહ્યું જાય છે, તેમ તેઓ પ્રારબ્ધના વેગને અનુસરીને નિરભિમાનપણે –રાગદ્વેષરહિત–પોતાનાં શરીરાદિને ચાલવા દે છે. પૂર્વના પ્રારબ્ધથી વા કર્તવ્યના આભાસથી જો તેમને પોતાના પ્રારબ્ધમાં ફેરફાર કરવાની ઇચ્છા પ્રકટે છે તો તેઓ યોગ્ય પુરુષાર્થ કરી જેનો ફેરફાર કરી શકાય એમ હોય એવા પ્રારબ્ધને ફેરવી પણ શકે છે. જેમ નાટકશાલામાં રહેલો મણિમય દીપક ત્યાં બેઠેલા સર્વને અવિકારી રહીને પ્રકાશે છે તેમ શરીરમાં રહેલો આત્મા શરીરમાં રહેલ અહંકાર, બુદ્ધિ, પ્રાણ ને ઇંદ્રિયોને તથા તેમની પ્રવૃત્તિનિવૃત્તિને અવિકારી રહીને પ્રકાશે છે એમ તેમને અનુભવાય છે. તેઓને કેટલાક ભોગો તેમના અવશેષ રહેલા પ્રારબ્ધથી ઉપજતી ઇચ્છાઓવડે થાય છે, કેટલાક ભોગો તેમના પ્રારબ્ધથી અન્ય મનુષ્યોને પ્રેરણા થઇ તે મનુષ્યોની ઇચ્છાવડે થાય છે, અને કેટલાક ભોગો તેમના પ્રારબ્ધથી તેમની કે અન્ય મનુષ્યોની ઇચ્છાવિના કર્મફલપ્રદાતા ઈશ્વરના સંકેતવડે થાય છે. ઉપર કહેલા સ્વેચ્છા, પરેચ્છા ને અનિચ્છા આ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધનો ભોગ તેઓ દ્રષ્ટા રહીને કરે છે. જેમ ઘરમાં રહેલો મનુષ્ય પોતાને ઘરથી ભિન્ન અનુભવે છે તેમ શરીરમાં રહેલા જ્ઞાનીના આત્માને જ્ઞાની પોતાના શરીરથી ભિન્ન અનુભવે છે. નિષ્પાપ, સતશાસ્ત્રને જાણનારા, સર્વ પ્રકારની તૃષ્ણાઓથી રહિત, ને પરમાનંદરૂપ બ્રહ્મમાં સર્વદા અભેદભાવે રહેલા એ જ્ઞાની ધનધાન્યાદિથી પરિપૂર્ણ સમગ્ર પૃથિવીના મહારાજા જે નીરોગ, યુવાવસ્થાવાળા, દૃઢ મનવાળા, પુષ્ટશરીરવાળા, બલવાન્, મોટી સેનાવાળા, ને વિદ્વાન્ હોય તેના કરતાં અસંખ્યગણું વધારે સુખ અનુભવે છે. તેઓ પોતાના પ્રારબ્ધાનુસાર પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં પણ સર્વદા નિર્લેપ રહે છે. તેમનું અંતઃકરણ સામાન્ય-

વિશેષભાવે સર્વદા બ્રહ્માનુભવ કરતું રહે છે, તેથી તેમને પ્રારબ્ધથી થતી દેહાદિની પ્રવૃત્તિ કે નિવૃત્તિ અપકાર કે ઉપકાર કરવા સમર્થ થતી નથી. એ જ્ઞાનના મહિમાથીજ જેમનાં આયુષો પૂરાં થયાં હતાં એવા અનેક દુષ્ટોનું હનન કરીને તથા અન્યદ્વારા હનન કરાવીને પણ **શ્રીરામકૃષ્ણાદિ** નિર્લેપ રહ્યા, એ જ્ઞાનના મહિમાથીજ **ઇંદ્ર વિશ્વ**રૂપનું તથા નામધારક સંન્યાસીઓનું હનન કર્યા છતાં પણ નિર્લેપ રહ્યા, એ જ્ઞાનના મહિમાથીજ **શ્રીયાજ્ઞવલ્કયે** શાપવડે **શાકલ્યના** મસ્તકનો પાત કર્યા છતાં પણ તે નિર્લેપ રહ્યા, એ જ્ઞાનના મહિમાવડેજ **શ્રીવ**સિષ્ઠ પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં પણ નિર્લેપ રહ્યા, ને એ જ્ઞાનના મહિમાથીજ **અજાતશત્રુ** ને **જનકાદિ** રાજર્ષિઓ રાજભારનું વહન કરતાં છતાં પણ નિર્લેપ રહ્યા. આત્મસ્વરૂપના દૃઢ બોધને પ્રાપ્ત થયેલા જ્ઞાની શરીરરૂપ વિમાનમાં સ્થિતિ કરીને પોતાના પ્રાપ્તવ્યવહારનું ઉદાસીનના જેવા રહીને અર્થાત્ આસક્તિ ને અભિમાનથી રહિત રહીને પાલન કરતા છતા આ વિશ્વમાં પ્રારબ્ધની સમાપ્તિપર્યંત વિચરે છે, ને તેઓ કોઇ પણ સ્થલે, કોઇ પણ કાલે, કોઈ પણ ક્રિયામાં ભ્રાંતિને વશ થતા નથી. પ્રાણીઓના હૃદયમાં અજ્ઞાનથી ઉપજતી જડ પદાર્થોની વાસનાઓવડે જે દાહ નિરંતર થયા કરે છે તે દાહનું અત્યંત શમન તે હૃદયમાં બ્રહ્મજ્ઞાનનો આવિર્ભાવ થયા વિના થતું નથી. સર્વ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ, પરમશાંતિ ને તજ્જન્ય પરમાનંદ કોઈ પણ લૌકિક ઉપાયવડે પ્રાપ્ત થતાં નથી. મનુષ્યાદિના હૃદયમાં જ્યારે સંશયવિપર્યયરહિત બ્રહ્મનું જ્ઞાન આવિર્ભાવ પામે છે, ત્યારેજ તેને સર્વ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ, પરમશાંતિ ને તજ્જન્ય પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

**શ્રીસદ્‌ગુરુ** કહે છેઃ—" હે પ્રિયદર્શન ! તું અંતરબહારની સર્વ ઉપાધિઓનો પરિત્યાગ કરી તારા હૃદયને સાત્ત્વિકી શ્રદ્ધા ને ઉત્સાહથી

પરિપૂર્ણ કરી તારા જીવનની આ ક્ષણને ધન્ય માની આ પવિત્રતર ને એકાંત સ્થલમાં આવ. અહિં સ્વસ્થ થઇને બેસ. તારા પવિત્ર ને સૂક્ષ્મ ચિત્તને નામરૂપવાળા સર્વ પ્રાણિપદાર્થોમાંથી તુ ખેંચી લે. હવે અહંકાર, મન, બુદ્ધિ, ચિત્ત, પાંચ પ્રાણો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, ને સ્થુલશરીરથી તુ પૃથક્ થા. એ અહંકારાદિ તું નથી, તેમ એ તારાં પણ નથી, તો તેમના ધર્મો તે તારા ધર્મો શી રીતે હોઇ શકે? તુ સર્વ સાંસારિકધર્મોથી રહિત, સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળો, ને અહં-કારાદિ સર્વ જડસમૂહનો અસંગ રહીને પ્રકાશક છે. હવે તને અહં-કારાદિ સર્વ જડનો નિષેધ કરનાર અનુભવરૂપ તત્ત્વ અનુભવાય છે? નિષેધના અવધિભૂત એ તત્ત્વનેજ આત્મા, સાક્ષી, દ્રષ્ટા, નિજરૂપ, કૂટસ્થ, બ્રહ્મ કે પરબ્રહ્મ કહે છે. એ આ જગત્નું પરમકારણ વા વિવર્તોપાદાનકારણ છે, ને એમાંજ આ સર્વ દૃશ્ય પ્રપંચ અજ્ઞાનથી કલ્પાયેલો છે. જો અહંકારાદિથી ભિન્ન તે આત્મતત્ત્વનું તને સ્પષ્ટ ભાન થયું હોય તો તારી ચિજ્જડની ગ્રંથિનો ભેદ થવાથી તુ કૃતાર્થ છે. સર્વ ઉપનિષદાદિનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન પૂર્વોક્ત ગ્રંથિનો ભેદ કરવામાટેજ છે. અહંકારાદિ સર્વ જડનો બાધ થયા પછી તને એકજ અદ્વિતીયતત્ત્વ આવરણરહિત અનુભવાતુ હશે. હવે તને જે અનુભવ થતો હોય તે તુ કહે.”

શિષ્ય સ્વાનુભવ કહે છેઃ—“હે પૂજ્યચરણ! આપશ્રીની અમોઘ કૃપાથી હુ ધન્ય છું. હૂ હવે સ્વાનંદસામ્રાજ્યને પ્રાપ્ત થયો છું. અહિં મને ભય ને દુઃખના કારણરૂપ દ્વૈત પ્રતીત થતું નથી. કલ્પિત અજ્ઞાન નિત્યને માટે કયાંઇક પલાયન કરી ગયેલું જણાય છે. અહિં મને કોઇ પણ પ્રકારનું રોગાદિથી કે અન્ય પ્રાણીઓથી થતુ સાંસારિક દુઃખ પ્રતીત થતુ નથી. અન્યની પ્રતીતિને અભાવે રાગ, દ્વેષ, માન, ઇર્ષ્યા

કે અસૂયા આદિ દોષો પણ હવે પ્રતીત થતા નથી. મન પોતેજ રહ્યું નથી, તો તેના શુભ કે અશુભ ધર્મો હવે કોને અવલંબીને રહે ? સર્વ પ્રકારના દુઃખથી રહિત, નિરતિશય, નિરુપાધિક આનંદ આ મનોવૃત્તિ ક્ષણે ક્ષણે અનુભવે છે. કોઈ પણ દ્વંદ્વ કે કોઈ પણ પ્રકારનો સંબંધ સર્વસંગરહિત મારામાં પ્રતીત થતાં નથી. જેમ પ્રલયકાલે એકલા પાણીનીજ પ્રતીતિ થાય, તેમ આ વેલા મને એકલા ચેતનનીજ પ્રતીતિ થાય છે. જેમ ચાર ભૂતોનો ને તેના ધર્મોનો આકાશની સાથે લેશ પણ સંબંધ નથી, તેમ આ દૃશ્યનો મારી સાથે લેશ પણ સંબંધ નથી. આ દૃશ્યનો પ્રતિભાસ હવે ઝાંખો પડી ગયેલો જણાય છે. સ્વપ્નના પ્રાણિપદાર્થો જેમ ચેતનના વિવર્તરૂપ ને અવિદ્યાના પરિણામરૂપ છે, તેમ આ જાગ્રતમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ ચેતનના વિવર્તરૂપ ને અવિદ્યાના પરિણામરૂપ છે. વ્યાવહારિક ભોક્તા ને વ્યાવહારિક ભોગ્ય એ સર્વ મારા શુદ્ધસ્વરૂપમાં કલ્પિત છે એમ મને અનુભવાય છે. હવે હું સર્વદા પ્રહસિતવદનવાળો, પ્રસન્ન ઇંદ્રિયોવાળો, ચિંતારહિત ને કૃતાર્થ છું. હવે મારે આ લોકના સંબંધનું કે પરલોકના સંબંધનું કાંઈ પણ કર્તવ્ય બાકી રહ્યું હોય એમ મને જણાતું નથી. હવે મારે વિવેકાદિ ચાર સાધનો કે શ્રવણાદિ ત્રણ સાધનો સંપાદન કરવાનું પણ શું પ્રયોજન છે? વિધિનિષેધ, પાપપુણ્ય ને તજ્જન્ય સુખદુઃખ પણ અહિં પ્રતીત થતાં નથી. હવે આ અંતઃકરણને દૃશ્યમાં સત્યતાની ભ્રાંતિ ઉપજતી નથી, તેથી દૃશ્ય પ્રાણિપદાર્થના સંબંધની સર્વ કામનાઓની આ અંતઃકરણમાંથી નિવૃત્તિ થઈ ગઈ છે. હવે અવિનાશિભાવ, શાંતપ્રકાશ ને પરમાનંદનુંજ સર્વત્ર ભાન થાય છે. બ્રહ્મધ્યાનના અભ્યાસથી મનના સ્થૂલભાવની નિવૃત્તિ થઈ ગઈ છે, બ્રહ્મભાવનાના અભ્યાસના પરિપાકથી મંદવેગવાળી, મધ્યમવેગવાળી ને તીવ્રવેગવાળી મલિન-

વાસનાઓનો વિનાશ થઈ ગયો છે, ને સ્વરૂપાનુસંધાનના પરિપકવપણાથી જડચેતનના અભેદભાવની ભયંકર ગાંઠ કપાઈ ગઈ છે, તેથી અજ્ઞાનીઓને જેમ પોતાના સ્થૂલશરીરમાં હુંપણાનો દૃઢ નિશ્ચય હોય છે, તેમ મને બ્રહ્મથી અભિન્ન સાક્ષિચેતનમાં હુંપણાનો દૃઢ નિશ્ચય થયો છે. ત્રણે અવસ્થાઓની ત્રિપુટીઓનો મારી સાથે લેશ પણ સંબંધ નથી. હું તેમને અસંગ રહીને પ્રકાશું છું. હવે હિરણ્યગર્ભના પદનો બાહ્યવૈભવ પણ મને તુચ્છ જણાય છે. દૃશ્યમાં ક્યાંઈ પણ રમણીયપણાનું ભાન થતું નથી, ને સર્વ કલ્પિતમાં મન ઉદાસીનજેવું થઈ ગયું છે. પ્રારબ્ધકર્મના વેગથી જ્યારે મનોવૃત્તિ વ્યવહારના પ્રાણિપદાર્થોને આકારે થાય છે ત્યારે પણ ચિત્તની સ્થિતિ દૈવીસંપત્તિના પ્રકાશવાળી પ્રતીત થાય છે. સદ્ગુરુ, સત્શાસ્ત્ર, શુભવિચાર ને તત્ત્વજ્ઞાન સર્વથા ધન્યવાદને પાત્ર છે. એ સર્વે જિજ્ઞાસુના શરીરાદિને કોઈ પણ પ્રકારનું કષ્ટ આપ્યા વિના તેને અનાયાસે ભવસાગરનો પાર પમાડનારાં છે એમ મને આજે અનુભવાયું. સદ્ગુરુના વચનમાં અડગ શ્રદ્ધા ને તીવ્રમુમુક્ષુતા હોય તો વૃત્તિનું અંતર્મુખપણું ને સદ્ગુરુની કરુણા થતાં અજ્ઞાનકાલે અપાર-જેવો પ્રતીત થતો ભવસાગર ગાયના પગલાજેટલો અતિસાંકડો અરે! અદૃશ્ય થઈ જાય છે, એમ મને જણાય છે. પ્રાકૃત મનુષ્યો દર્પણમાં પડેલા પોતાના મિથ્યાત્માનું (સ્થૂલશરીરનું) પ્રતિબિંબ જોઈને અથવા કાગળપર પાડેલી પોતાના મિથ્યાત્માની પ્રતિકૃતિ જોઇને પ્રસન્ન થાય છે, ત્યારે જ્ઞાની પુરુષ પોતાના પવિત્ર, સૂક્ષ્મ ને એકાગ્ર ચિત્તમાં પડેલા પોતાના મુખ્યાત્માનું પ્રતિબિંબ જોઇને પ્રસન્ન કેમ ન થાય? થાયજ. સૌ પુણ્યશાલી જીવો અંતર્મુખવૃત્તિવડે તથા પોતાના શ્રીસદ્ગુરુની કૃપાવડે અત્યંત સમીપમાં રહેલો ને વિનામૂલ્યે નામમાત્ર યત્નથી પ્રાપ્ત થતો આ પરમાનંદ ભોગવવા ભાગ્યશાલી થાઓ એમ આ મનોવૃત્તિ

ઇચ્છે છે. મહાસાગરમાંનો મોટો મગર જેમ ડુબકી મારી સમુદ્રને તળીએ બેસે, વા જેમ મોટા પર્વતપરથી પડેલો મોટો પાષાણ તે પર્વતની તળેટીમાં જઇને સ્થિર થાય, તેમ આ મનવાણી હવે પોતાના અધિષ્ઠાન આત્મસ્વરૂપમાંજ સ્થિર થાય છે."

હે પુણ્યશાલી મનુષ્યો ! ઉપર જણાવેલું જ્ઞાનનું માહાત્મ્ય સાંભળી તમારામાંથી જેઓ અવિવેકરૂપ ઘાટી નિદ્રામાંથી ન જાગ્યા હોય તેઓ શીઘ્ર જાગો. આ દુઃખમય સંસારથી ઉદાસ થઇ, શ્રદ્ધાભક્તિ વધારી, સતશાસ્ત્ર ને સુયુક્તિઓ જાણનારા, બ્રહ્માનુભવવાળા ને પરમકરુણાલુ સદ્‌ગુરુને શરણે તમારામાંથી જેઓ ન ગયા હોય તેઓ તેઓશ્રીને શરણે જવા શીઘ્ર ઊભા થાઓ. ચાલો. શ્રીસદ્‌ગુરુને સાષ્ટાંગદંડવન્નમસ્કાર કરવાવડે તમે તમારા સર્વ પ્રકારના અભિમાનનો ત્યાગ કર્યાનું તેઓ-શ્રીને નિવેદન કરો. સંસારની ઘાટી આસક્તિનો ત્યાગ કર્યાનું સૂચવવા-માટે તમે યથાશક્તિ યોગ્ય ભેટ તેઓશ્રીના ચરણકમલમાં ધરો, અને હવે હું મારા અયોગ્ય વિચારઆચારને તિલાંજલિ દઇ આપશ્રીનાજ વિચારઆચારને બહુ માન આપી તેને અનુસરવારૂપ પૂજન શુદ્ધ-ભાવથી અડગ નિશ્ચયવડે સર્વદા કરીશ એમ દર્શાવવા તેઓશ્રીનું પૂજન કરો. સર્વદા સ્વાભાવિક પ્રસન્ન છતાં પણ આજે તમારા ભક્તિભાવથી કાંઇક વિશેષ પ્રસન્નતાવાળા પ્રતીત થતા તમારા અનવધિ કૃપાવાળા સદ્‌ગુરુ તમને તમારા અંતઃકરણાદિની યોગ્યતાનો વિચાર કરી જે ઉપ-દેશ કરે તેનું તમે બહુમાનપૂર્વક એકાગ્રતાથી પોતાને ધન્યભાગી માની શ્રવણ કરો. હવે તેમના કારુણ્યમહોદધિરૂપ અંતઃકરણનો કારુણ્યમય પરમપવિત્ર પ્રવાહ તેઓશ્રીનાં પરમદયા ને પરમનિર્મલતાથી ભરેલાં મનોહર નેત્રોદ્વારા તમારા ઉપર આવે છે તે પરમપવિત્ર પ્રવાહવડે તમે તમારાં અંતઃકરણાદિને સ્નાન કરાવો, ને ભવસાગરનો અનાયસે

પાર પમાડનારા તેઓશ્રીની મધુર અને પવિત્ર વાણીએ ઉચ્ચારેલા શબ્દપ્રવાહને તમે તમારા શ્રવણદ્વારા તમારા અંતઃકરણમાં આવવા દ્યો, ને તેના અર્થમાં તમે તમારા જીવાત્માને નિમગ્ન કરી દ્યો. ઉપદેશના શ્રવણકાલે તમે તમારી આસપાસના સર્વ જગત્‌ને ભૂલી જજો. જાણે તમે કોઈ નિર્જન પ્રદેશમાં સર્વનો ત્યાગ કરીને બેઠેલા છો એમ ભાવના રાખજો. ઉપદેશનું શ્રવણ કરી રહ્યા પછી નિત્ય પવિત્ર ને એકાંત સ્થલે બેસી તેનું તમે આદરપૂર્વક યથાશક્તિ મનન કર્યા કરજો, તથા અન્ય કરવાયોગ્ય શુભ ક્રિયાઓ કરજો, ને પછી બ્રહ્મના ધ્યાનમાંજ તમે તમારા અંતઃકરણને આદરપૂર્વક નિરંતર લગાડજો. જો તમારે આ જન્મમાંજ કૃતાર્થ થવું છે તો તમે દુર્જનો ને નાસ્તિકોથી દૃઢતા, સાવધાનતા ને નિઃસ્પૃહતાવડે દૂર રહેજો. તમારા શ્રીસદ્‌ગુરુએ જ્ઞાનોદયની વિઘાતક જે જે અન્ય સામગ્રીથી દૂર રહેવા તમને આજ્ઞા કરી હોય તે તે સર્વ સામગ્રીને હલાહલવિષરૂપ સમજી તેનાથી પણ તમે દૂર રહેજો. તમને તમારા અધિકારનો વિચાર કરીને તમારી આધ્યાત્મિક ઉન્નતિ થવામાટે તેઓશ્રીએ જે જે અન્ય સાધનોનું અનુષ્ઠાન કરવાનું કહ્યું હોય તે તે સાધનોને સ્મરણમાં રાખી તે તે સાધનોનું અનુષ્ઠાન તમે ગમે તે પ્રકારે સમય મેળવીને આદરપૂર્વક નિરંતર કરજો. આલસ્ય, દીર્ઘસૂત્રતા, ભ્રમ, પ્રમાદ ને વિષયાનુરાગને વશ નજ થજો. તમને કહેલાં સાધનોનું નિત્ય સાધારણ અનુષ્ઠાન કરીનેજ તમે ન અટકજો, પણ જો તમે ઉપાધિવાળા ઉત્તમ જિજ્ઞાસુ હો તો દૃઢતા, સાવધાનતા ને ઉત્સાહ રાખી પ્રત્યેક વર્ષમાં એકાદ માસ તમારા ધંધાનો ને તમારાં સગાંવહાલાંનો ત્યાગ કરી તમારા સદ્‌ગુરુશ્રીના શરીરની જ્યાં સ્થિતિ હોય ત્યાં જઈ ઉપદિષ્ટ સાધનોના અનુષ્ઠાનપરાયણ થજો. આઠ આઠ દિવસે પણ કાંઇક વધારે સાધનાનુષ્ઠાન કરજો. નકામી મોટી

મોટી વાતો ન કરતાં તમારા કર્તવ્યને આચરણમાં મૂકી આગળ વધવાનું છે તે ન ભૂલશો. ઉંડી ઉંડી અશ્રદ્ધા ત્યજી દેશો, ને દીર્ઘસૂત્રી ન થશો. તમે ઉપાધિયુક્ત સ્થિતિવાળા મંદ કે મધ્યમ પ્રકારના જિજ્ઞાસુ હો તોપણ તમારે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિના માર્ગમાં આગળ વધવા-માટે-તમારા અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કરવામાટે-વર્ષમાં બે ત્રણ વાર તમારા સદ્ગુરુનાં દર્શન, તેમનાં ભવબંધવિનાશક વચનામૃતોનું શ્રવણપાન, ને તેમનાં પવિત્ર ચરણારવિંદની રજનું મસ્તકપર ધારણ એ અવસ્ય કરવાં જોઇએ. શરીરશ્રમના વિચારરૂપ ને ખર્ચના વિચાર-રૂપ પિશાચો તમારું ગળું ન પકડે એમ તમારે સાવધાનતા રાખવી જોઇએ, ને તમારા સ્થાનમાં તમારે કેટલોક સમય વધારે અભ્યાસ કરવો જોઇએ. લૌકિકસ્થિતિની પ્રતિકૂલતાનાં, શરીરની પ્રતિકૂલતાનાં, ને ધનની પ્રતિકૂલતાનાં નકામાં બાનાં કાઢી તમે તમારે હાથેજ તમારા જ્ઞાનપ્રાપ્તિના ટુંકા માર્ગને જાણીજોઇને લાંબો કરશો માં. તમારા મનની શુદ્ધભાવવાળી દઢતા વધશે તો તમારા શરીરની પ્રતિકૂલતા દૂર થશે, તમારી લૌકિકસ્થિતિની પ્રતિકૂલતા દૂર થશે, ને તમારી ધનની પ્રતિકૂલતા પણ દૂર થશે. તમે માંદા થાઓ છો ત્યારે કે તમારે તમારું કે તમારા સગાવહાલાનું અગત્યનું કાંઇ કામ કરવાનું હોય છે ત્યારે તમે તમારો ધંધો મૂકી શકો છો, તો આવા અતિઅગત્યના કામમાં તમને તમારો ધંધો થોડો સમય બંધ રાખવાનું મન કેમ થતું નથી? સજ્જનો! વ્યવ-હારની તૃષ્ણાને નિયમિત કરો, ઉપયોગજેટલો વૈરાગ્ય રાખો, ને કર્તવ્યનિષ્ઠા રાખી આગળ વધો. જો તમારું અંતઃકરણ હજી વ્યવ-હારના કરતાં પરમાર્થનું માહાત્મ્ય ઓછું સમજે છે તો શોકસાથે તમને સ્પષ્ટ કહેવું પડે છે કે તમે હજી જિજ્ઞાસુજ થયા નથી. જો તમારું સ્થૂલશરીર સ્ત્રીનું હોય તો તમે તમારે ઘેર રહી સોમવારે કે ગુરુવારે કાંઇક વિશેષ અભ્યાસ કરો. વળી ત્રણ ત્રણ માસે કે છ છ

માસે તમારી અનુકૂલતાનો વિચાર કરી તમે કેટલાક દિવસો અભ્યાસ-પરાયણજ રહો.

"**ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥**"–સ્વયંપ્રકાશ બ્રહ્મને અનુભવીને જ્ઞાની અવિદ્યા ને તેનાં કાર્યરૂપ પાશોથી મોકળો થાય છે, "**ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥**"–કલ્યાણસ્વરૂપ બ્રહ્મને અનુભવીને જ્ઞાની નિરવધિ શાંતિને પામે છે, ને "**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति॥**"–મનુષ્યો જ્યારે ચામડાની પેઠે આકાશને વીંટાળી શકશે ત્યારે સ્વયંપ્રકાશ બ્રહ્મને જાણ્યા વિના દુઃખની અત્યંતનિવૃત્તિ પામશે, ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્માનુભવવડે દુઃખની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ કહે છે. યુક્તિવડે વિચારીએ તોપણ જણાય છે કે અજ્ઞાનના વિરોધી જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયે અજ્ઞાનના કાર્યરૂપ સર્વ દુઃખોની નિવૃત્તિ થવી જોઇએ, તથા અજ્ઞાનને તજ્જન્ય દુઃખરૂપ પ્રતિબંધકની નિવૃત્તિવડે આત્માના પરમાનંદસ્વભાવનું પણ ભાન થવું જોઇએ. બ્રહ્મદર્શી મહાપુરુષોનો અનુભવ પણ એમજ જણાવે છે. આવી રીતે શ્રુતિ, યુક્તિ ને બ્રહ્મદર્શી પુરુષના અનુભવથી બ્રહ્મજ્ઞાનજ મનુષ્યના પરમ-પુરુષાર્થનું સાધન છે એમ સિદ્ધ થાય છે. પ્રેમલક્ષણાભક્તિ ને યોગ તો પરમતત્ત્વના જ્ઞાનમાં ઉપયોગી હોવાથી ઉપાદેય મનાય છે. પ્રેમલક્ષણા-ભક્તિ ભક્તના હૃદયને પરમાત્મપરાયણજ કરી દે છે, ને તેની અન્ય સર્વ આસક્તિઓ છોડાવી દે છે, તેથી પરમાત્માના અનુગ્રહથી તે ભક્તને પરમાત્મતત્ત્વનું જ્ઞાન થઇ તેનાં અજ્ઞાનાદિ નાશ પામી તે કૃતાર્થ થાય છે. ચિત્તનિરોધરૂપ યોગવડે યોગી ચિત્તને સર્વ દશ્યથી મોકળું કરે છે. પછી દશ્યરૂપ મેલથી રહિત થયેલા તે ચિત્તમાં સ્વભાવથીજ રહેલા સ્વયંપ્રકાશ વ્યાપક આત્મા પ્રકાશવા લાગે છે,–તેનું જ્ઞાન થાય છે, ને તેથી તે યોગી કૃતાર્થ થાય છે.

હે મુમુક્ષુઓ! જો તમે કથનમાત્ર નહિ, પણ સાચા મુમુક્ષુઓ હો, તો તમે તમારા પોતાનાજ હિતમાટે, તમે કોઈના ઉપર મોટો ઉપકાર કરી નાંખો છો એવી બુદ્ધિથી નહિ, તમારા મનમાં વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, ને મુમુક્ષુતા વધારવા શુદ્ધભાવવડે નિરંતર પ્રયત્નવાન્ રહેજો. એ ચાર સાધનોવડે ચિત્તની યોગ્યતા વધાર્યા વિના વેદાંતનું શ્રવણ તમને જોઇએ તેવું ઉપકારક થશે નહિ. એ ચાર સાધનો સંપાદન કરીને પછી શ્રદ્ધા ને સાવધાનતાથી તમારા શ્રીસદ્ગુરુપાસે તમે વેદાંતનું શ્રવણ કરજો. ઉપયોગપૂરતું શ્રવણ થઈ રહ્યા પછી તમે પવિત્ર ને એકાંતદેશમાં બેસી શ્રદ્ધા ને સાવધાનતાપૂર્વક શ્રવણ કરેલા મુખ્ય-વિષયનું મનન કરી તેમાં તમને જે જે શંકાઓ રહેતી હોય તે તે શંકાઓને પ્રમાણ ને યુક્તિવડે દૂર કરી નાંખજો. મનનનો પરિપાક થયા પછી તમે એકાંત ને પવિત્ર દેશમાં બેસી પરમાદરપૂર્વક મનને બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનમાં જોડવાનો પ્રયત્ન પ્રારંભજો. આવો તમારો પ્રયત્ન ચાલુ રહેવાથી તમારા અંતઃકરણના અંતર્મુખપણાથી તથા તમારા શ્રીસદ્ગુરુની કૃપાથી કોઈ વેલા અવિદ્યારૂપ આવરણનો ભંગ થઈ તમને બ્રહ્મનો સાક્ષાત્કાર થશે, ને તમે કૃતાર્થ થશો. હે મોક્ષસાધકો! જાગો. તમે કેટલા સમયથી સત્સંગમાં જોડાયા છો તે વિચારો. તેટલા સમયમાં તમારે જેટલું મેળવવું જોઇએ તેટલું તમે મેળવ્યું છે કે નહિ તે નક્કી કરો. હવે આળસ ને પ્રમાદના દાસ થવામાં સાર નથી એમ દૃઢ નિશ્ચય કરો, ને આગળ વધો. ૐ.



# પુસ્તકોનું વિજ્ઞાપન.

**શ્રીઉપનિષદો.** ( ઈશોપનિષદ્થી કૈવલ્યોપનિષદ્સુધીની બાર નિષદો તથા માંડૂક્યોપનિષદ્ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ, ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. ) બીજી આવૃ રૂ. ૫–૦–૦ **વેદાંતદર્શન,** પાકા પુંઠાનું. રૂ. ૩–૮–૦ **વેદાંતદર્શન,** કાચા પુંઠ રૂ. ૩–૦–૦ **શ્રીમદ્ભગવદ્ગીતા** રહસ્યદીપિકાટીકાસહિત. ત્રીજી આવૃત્તિ ૨–૪–૦ **પાતંજલયોગદર્શન** પદબોધિની તથા રહસ્યદીપિકાટીકાસહિત. ત્રી આવૃત્તિ. રૂ. ૨–૪–૦ **સાંખ્યદર્શન.** રૂ. ૦–૧૨–૦.

**યોગકૌસ્તુભ.** ત્રીજી આવૃત્તિ રૂ. ૧–૪–૦ **પરમપદબોધિની** ત્રી આવૃત્તિ. રૂ. ૦–૧૨–૦ **સંધ્યાનો** વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૦–૬ **નાથસ્વર** દય. બીજી આવૃત્તિ. રૂ ૦–૪–૦ **ઊલટી** વાણીનું સ્પષ્ટીકરણ. બીજી આવૃત્તિ રૂ. ૦–૧–૦.

**મનુષ્યમિત્ર.** બીજી આવૃત્તિ. રૂ. ૦–૪–૦ **સ્વાભાવિકધર્મ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ **સુબોધકલ્પલતા.** બીજી આવૃત્તિ. રૂ. ૦–૯–૦ **સદુપદેશ-દિવાકર** પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૧૨–૦ **સદુપદેશદિવાકર** દ્વિતીય કિરણ. રૂ. ૦–૧૨–૦. ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦–૮–૦ ઉપદેશ-ગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦–૮–૦ **અંતર્યામીના** આદેશો, સોનેરી પુંઠાના રૂ. ૦–૧૦–૦ **અંતર્યામીના** આદેશો, રેશમી પુંઠાના. રૂ. ૦–૮–૦ **યોગપ્રભાકર.** બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ **શ્રીભગવદ્ગીતા** સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦–૭–૬ **પ્રશ્નોત્તરરૂપે** વિવિધ ઉપદેશ બીજી આવૃત્તિ. રૂ. ૦–૩–૬ **ગીતાદિ** પંચરત્ન સટીક. રૂ. ૦–૯–૦, ૦–૭–૦, ૦–૬–૦.

**પ્રણવપટ્ટ.** ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ **પ્રણવવિસ્તારપટ્ટ.** બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ **નાથકાવ્ય.** રૂ. ૦–૫–૦ **સદુપદેશમાળા.** રૂ. ૦–૩–૬ **સદુપદેશ-કપર્દી.** રૂ. ૦–૧–૦ **શ્રીનાથકીર્તનાવલિ.** રૂ. ૦–૨–૬ **કર્તવ્યબોધ.** રૂ. ૦–૮–૦ **નાથગુરુસ્તવન.** રૂ. ૦–૧–૦ **વર્ણાશ્રમધર્મ.** રૂ. ૧–૪–૦ **શિવભજનાવળી** રૂ. ૦–૧૨–૦.

મુમુક્ષુઓને બહુ ઉપયોગી ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલથી મળી શકશે:—

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ.**
**બીલખા. કાઠિયાવાડ.**